# ધર્મ ચાનક.

બનાવનાર.

## વ્યાસજી, વલ્લભરામ સુરજરામ.

દોહરા.

આનક લાગે ચીત્તમાં, હરિ પદ મળવા માટ
ખરા ભગતને કારણે, રચ્યો જ્ઞાનનો ઘાટ

---

ઢોંગી ધુત્તા ભગતડા, તેને આ ચાબુક;
ખોટા ખળ બળી ઉઠશે, કરશે હુકા હુક.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

વ્યાસજીના પુત્ર.

નટવરલાલ વલ્લભરામ.

સંવત ૧૯૫૯ સને ૧૯૦૩

અમદાવાદ રાયખંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસ.

કીમત ૩ પાઇ

# ધર્મ ચાનક.

---

### ચાબકા ચોપાઈ.

વાંચો ચરચા ચાબક રૂપ, હરી જનોને છે અનુપ,
નાસ્તીક જનને નહિ કામનું, સલિલ જનને કામ નામનું.

### કબીરનો દોહરો.

કામી તરે ક્રોધી તરે, લોભીકી ગત હોય.
સલીલ ભગત કબુ ન તરે, કહત કબીરા કોય.

### ચાબકા ચોપાઈ.

સલીલ સંગ મરવું ન મથી, સંગ કર્યામાં સારજ નથી.
સુમતી મતિયા ને નાસ્તીક, જક્કી ઝાંઝીને નહી ઠીક.
તે શું લે સમજણનો સ્વાદ, મોક્ષેચ્છું કરે બહુ યાદ.
હરી જનોને વ્હાલુ ઘણું, જ્ઞાન લેવું છે ધર્મજ તણું
ધરમી જનને આતો મીષ્ટ, કંટાળી જાશે પાપીષ્ટ.
જેહ ધરમમાં આપણ ગયા, તેનાતો અંજાણ્યા રહ્યા
ધર્મમાં સમજ્યા નહી પાધરૂ, તો ભેગુ ચાલ્યું ગાડરૂ.
ધરમે ધરમની કંહી ઘણી, જુજવી રીત્યો તીલક તણી.
જુદો આકાર જુદો રંગ, શા કારણનો એ પ્રસંગ.
કારણ વણુ કાર્ય નવ થાય, કારણ સોધેતો સોધાય.
મુળ પુરૂષે કાઢેલું જદા, તે રૂપ ગુણ સમજેલા તદા.
સમજેલાનો સંગ ન કરે, દીઠો ડોળ કરીને ફરે.
ધરમ જાણવો તેનો ફોક, માટે સમજો હરિજન લોક.
નાના મુળ ગુરૂ જેહ, તેને જૈ પુછો સંદેહ.

ગુરૂ ભાગશે સઘળો ભેદ, પછી કોઈ નહિ પા...
બોધ કર્યો છે આ તમ માટ, પળો ગુરૂ પાસે પુરપાટ.
પોત પોતાના ધર્મનું ચિન્હ, પુછીને કરજો ભિન ભીન
પડશે પ્રભુ પદની બહુ મજા, વલ્લભ દેખાડે છે ફજા
એક મત ઉભુ ટીલુ કરે, તેમાં ધોળાં છાપાં ભરે.
જો તેનો સમજ્યો હોય સાર, તો ધન્યછે ટીલુ કરનાર.
બીજુ ટીલક તે આકાર, કાળિ ટપકી તળે લગાર.
તેનો શું સમજ્યો છે મર્મ, નવ સમજે તવ મીથ્યા ધર્મ.
ત્રીજુ ટીલુ તેમજ થાય, ગોળ ચાંલ્લો કરે વચ માંય.
સમજી કર્યું તો શેવક ખરો, સમજ્યા વણ ઢોંગીનો ધરો.
ચોથુ ટીલક ચાંલ્લા ત્રણ, એક ધરમમાં એ આવણ.
સમજ્યા વણ પડવાની તડી, જેવિ તમણ પર ડેલો ચડી.
પાંચમુ ટીલક ઉભુ થાય, વચમાં ત્રીજી શળી તણાય.
એ ધોળીને વચમાં લાલ, સાર ન સમજે તે કંગાલ.
છઠુ તીલક તેને મળે, વચમાં લીટી પડઘી તળે.
તેનો સઘળો સ્વેતજ રંગ, સમજ્યોતો સત્ય નહિતો બંગ.
સાતમાને બે ઉભી શળી, નિચેથી વાંકી નહી વળી.
કેમ કર્યો એવો આકાર, સમજ્યા વણ ધરમી ધીક્કાર.
આઠમો મતતે ભસ્મ કપોળ. ના સમજ્યો ત્યાં લગી ઢોળ.
ભસ્મ ભેદ જો જાણે થોડો, તોજ ભસ્મ નહિતો રાખોડો.
નવમું ટીલુ સુખડ તણું, ભેંશો ભડકે તેવું ઘણું.
તે આડુ લેલાટે થાય, તેનો શો હશે મહીમાય
દસમુ ચંદ્રાકારે સ્વેત, કરનારો નહિ હોય અચેત.
જો કરનારો હોય અજાણ, તો તેને જાણો પાશાણ.
અગીઆરમે જોતીનું રૂપ, દીપકનો આકાર અન

કૈં રાતુ કૈં ધોળુ કરે, સમજ્યો હોયતો મુખ ઓચરે.
લંબ ગોળ ચાંલ્લો તેરમો, સૌ નારીનો દીઠો અમો;
તેમાં કૈ સૈવી વૈષ્ણવી, કયા ધરમની સ્ત્રીયો હવી.
તેરમી કંકુની અરચાય, વામ મારગી કૈ કેવાય;
અંબીકાના શેવક જેહ, અર્ચા ચરચાનો સંદેહ.
ચાંલ્લા એવા જગમાં ઘણા, સોધન કરતાં ન રહે મણા;
ધર્મે ધરમના જુદા ઘાટ, ફેર ફાર કીધા શા માટ.
કેંક કહે જાતી રીવાજ, કૈંક કહે નીશાની કાજ;
જુદો ઓળખાવાને ધર્મ, કૈંક કહે મહિ મ્હોટો મર્મ.
મર્મ કહેછે તેનું ખરૂ, અણ સમજુ કહે અરૂપરૂ;
અરૂપરૂ કેછેજે ઘણી, ખબર નથિ તેને ધર્મજ તણી.
જયમ તમ બોલી કરે મ્હોટાઇ, તેથી જ્ઞાને રે છોટાઈ;
જક ઝાલી ઝાકળિયું ઝુડે, અજ્ઞાને ભવ સાગર બુડે.
સ્ત્રીમાં એક ધર્મને ધણી, જુજવી રીત્ય કરી તે તણી;
સમજીને કર્યું હોય કામ,. તો ઉત્તર આપો તમામ.
નહિ તો દેખા દેખી કર્યું, તેમાં કાર્ય કહો શું સર્યું;
વહે ગાડરૂ સૌની સાથ, અંધ ગ્રહે અન્યો અન્ય હાથ.
દેખા દેખી ચાલે જગત, તેમાં કીયો સાચો ભગત;
પોગળમાં શીદ કાઢો દન. જાઓ સમજવા ગુરૂ ભોવન.
ધર્માચાર્યને પુછો એમ, આ ટીલડું કરાવ્યું કેમ.
શાથી કાઢયો આ આકાર, તેનો સૌ સમજાવો સાર;
નીર સંશય સમજાવો પેર, નહિ તો તમ ટીલુ તમ ઘેર.
એમ કહી ટીલકનું જ્ઞાન, મેળવોતો રીજે ભગવાન;
...જ્યા વીના ટીલક કરે, આવાગમન તે નહી નીસ્તરે.
...સ્યુ કોઇ નવ કરે, શું નવરો ચીત્રો ચીતરે;

ના સમજ્યો તો ચીત્રજ થયું, જીવતર જીવનું એળે ગયું.
ધરમ કેરો સમજવા સાર. શાણાને શબ્દોનો માર;
વચન ચાબકો વાગે અતી, ચાનક લાગે સુધરે મતી.
આપ ધરમમાં કાઢે સોધ, તેથી પામે ઉત્તમ બોધ.
બોધ મળે તવ મુક્તી થાય, આવા ગમન સર્વે વહી જાય.
નઠોર જીવ ગર્ધવની જાત, તેને ડફણાં મારો સાત;
તો પણ તેને નાવે ગ્નાન, તો શબદે ક્યાં આવે ભાન;
ભાન વનો ચોરાશી ફરે, જન્મ મ્રત્યુ તે નવ નીસ્તરે.
સોધન કરવામાં નહી ચિત, તો શિદ અહી ધરમની રીત;
તીલક કરી દેખાડે ધર્મ, હરી છેતરવા બાંધે કર્મ.
તે જીવ જાશે જમને દ્વાર, નહિતો સોધી કાઢો સાર.
સાર સમજીને ટીલક કરો, શુભ પંથ સુખે સંચરો;
સુગ્ન સપાત્રો કરજો કયાસ, નીર શંશય લેજો તપાસ.
ધરમ ધરમનાં છે નીશાન, એવું કહે છે કૈં અગ્નાન;
કારણ વણ કાર્યે નવ હોય, નહિ નહિ તો પણ કારણ જોય.
કંઠી ધારણ કીધી કંઠ, ફાવ્યો તેવો ઝાલ્યો પંથ.
મ્હો માયાનો લેતા અંત, મુકયો નહી વિશયનો તંત;
કંઠી કેરો બહુ પ્રકાર, તેનો શો કરવો વીચાર.
વીચારવું સમજવા સાર, સમજ્યા વણ વેઠવાનો ભાર;
સુખટના મણકાની એક, તુળશીની બીજી વિવેક.
ત્રીજી કંઠી દર્ભેજ તણી, દ્રૌ મણકાની ચોથી ગણી.
પાંચમી કંઠી છે રૂદ્રાક્ષ, છઠ્ઠી કંકી તે ભદ્રાક્ષ.
સાતમી કંઠીના હુમરા, તે પરવારાં કેછે ખરા;
આઠમી કંઠી સોવણ તણી, નવમી કંઠી સ્ફાટીક ”
દસમી કંઠી નાડા છડી, અનેક એવી જગર

જો સહુનો હોય એકજ સાર, તો જુદા નવ હોય પ્રકાર.
સમજુ પ્રાણી કાઢો સોધ, ગુરૂ પાસે જૈ લ્યો બોધ;
શીશવના ધડ પર ફાળિયું, સમજ્યા વણુ કંઠી ગાળિયું.
જેમ ગાળિયું છે ઢોરને, વળિ ગાળિયું છે ચોરને.
તેમ ગાળિયું જાણો સહી, સમજ્યા વીના ખપનું નહી.
નાહક વીંઢાળેછે ભાર, ન સમજે તે મુઘ્ય ગુમાર.
ગુરૂ સમીપ જાતાં શી સર્મ, સર્મ ધરી તો નીસ્ફળ ધર્મ.
નીસ્ફળ જેણે ધરીયો ધર્મ, તે ક્યાંથી પામે પદ પર્મ.
ઘર બેઠાં મુક્તી નવ થાય, ગુરૂ સમીપે કેમ ન જાય.
શું ગુરૂ ગ્નાન દેતા નથી, ફીયો જેને મુઓ મથી.
ગુરૂ પાસે જાવા ચ્હાય, તો તુને તે ગ્નાનજ થાય.
ન કરતા હોય ગુરૂ ગ્નાન, તો ગુરૂ માઈક મસ્તાન.
ઉપદેશ ગુરૂ ન કરે કાંક, તો ગણીયે ગુરૂનો વાંક.
પુછો ને ન કરે ઉપદેશ, તેને ગ્નાન નહી લવ લેશ.
જો ચરાડે અન્ય વીદ્વાન, તો તે ગુરૂ હોય અગ્નાન.
અગ્નાની નહી ગુરૂ તુલ્ય, ગુરૂ કરે તે જનની ભુલ.
ભુલ ભરેલો ભટકે મરે, તે જીવ કો કાળે ન તરે.
તરવા જેને ઇચ્છા નથી, તે કેવું મુખ બોલે કથી.
કરતા હોતે કરીયે સદા, બીજા તો બહુ નાંખે ગદા.
એવા ક્યાંથી નવરા હૈયે, ગુરૂ પાસે પુછવા જૈયે.
જુઓ લોક એ કપટી ભગ્ત, ધરમ ઢોંગથી ધુત્યું જગ્ત.
એ ક્યાં કરિએ મુકી ધંધો, એવું બોલે હૈયા અંધો.
અંધાને કામ લક્ષમી તણું, ધરમ ગ્નાન નવ ચાલે ક્ષણું.
લક્ષમી ચાલ હરીના ચર્ણ, ત્યાં નહિ મુંઢનું અંતઃકર્ણ.
[illegible] ભવ સંસાર ન તરે, લક્ષ ચોરાશી અવતાર ધરે.

અનેક જીવનો બેટો થાય, કરે પશુ પક્ષણીયો માય.
જો ગુરૂની પાસે જાય, તો જન્મ મ્રત્યું પધાય.
જો ગુરૂ કરે નહી બોધ, સાચો સમજાવે નહી સોધ.
તે ગુરૂ કરવો ન કદી, વાત ઉડાવે વાંકુ વદી.
તેતો ગુરૂ ધનનો ધણી, ભગતે ન જોવું તેના ભણી.
અજ્ઞાની ગુરૂની બાંય, ન ઝાલવી ન લેવી છાંય.
આભડયો અભડાવેછે જેમ, અગનાને અગનાની તેમ.
જેને જેવો લાગે સંગ, તેને તેવો બેસે રંગ.
ધન હરનારા ગુરૂ જેહ, પરસાદી પોચાડે તેહ.
કાં ગવરાવે લીલા ગાન, કાં દેખાડે વૈભવ માન.
કાં કહે લે હરીનું નામ, બીજુ ત્રીજુ શું છે કામ.
એમ કહીને વાળે માંડી, તેની સંગત દેવી છાંડી.
કેમ કરે ન સત્ય ઉપદેશ, શું મીથ્યા ધરે ગુરૂ વેશ.
કેડો નહી લીધો કો ભક્ત, તેથી બુડયું આખુ જગત.
તેમ ગુરૂએ બોધ ન કર્યો, હરી ફરીને ભંડાર ભર્યો.
મીડક પુર્યો વાડા મહી, બ્હાર નિકળવા પામે નહી.
તેમ પુરાઇ રહ્યાં મનુશ, આગળ વધવાની નહી હુંશ.
કહે એક ગુરૂ એક બાપ, બીજો કરવામાં બહુ પાપ.
એવું સમજે હૈયા ફુટ, કહેશે એ ક્યાં કરીએ કુટ.
દત્તાત્રીયે ચોવીસ કર્યા, શું તે ચોવી બાપજ ઠર્યા.
એક બાપનો બેટો હોય, તેનું મ્હો નવ જોશો કોય.
બોધ કરવો ગુરૂનું કામ, ન જાય સુણવા તેને ડામ.
માટે સરવે જીવ સંચરો, ગુરૂની પરણી પત કરો.
હર પ્રકારે મેળવો જ્ઞાન, લક્ષ ચોરાશી ટાળો વાન.
જન્મ મરણછે ભારે દુઃખ, હરી સરણ વણ

આંગળની વિચારો પેર, જન્મ મરણ તે કાળો કહેર.
તે દુખનો કરૂં વીસ્તાર, તોલો તેનો નાવે પાર.
માટે કહ્યું ટુંકે ટુંક, ચેતવવાની આ ચાબુક.
ગાંડો બોલ્યુ ગમે તેમ, લેખણ ખસી પ્રાવ્યુ જેમ.
ચાબ માનો ખોટુ કે ખર, કંઠાળો તે મેલો પર
હું પીરસણ પીરસનાર, ભાવે તે જમો જમનાર.
પીરસનારો પીરસે વટે, સૌ સામગ્રી મુકવી ઘટે.
ભાવની વસ્તુ લેજો જમી, ન ભાવે તે રાખો સમી.
વહાલું જેને જેજે જમણ, તેતે કરશે તેમાં ભ્રમણ.
કરમ પ્રમાણે બુદ્ધી હોય, વિશેશ ક્યાંથી લાવે કોય.
જેટલી બુદ્ધી તેટલુ કર્મ, ક્યાંથી સમજે ઝીણો મર્મ.
લક્ષમી માટે જે લપોડ, તે સમજે આ માથાં ફોડ.
ધંધા ધારી માં છે ચાક, ધર્મ જ્ઞાનમાં લાગે થાક.
તે જીવનો ભોમીપર ભાર, કેમ વંજા ન રહિ જણનાર.
કાળે મુખ અવનીમાં ફરે, ના તરવાદેન ના તરે.
ઇશ્વિરનું તો નથી કામ, ધરવું છે ભગતમાં નામ.
જ્ઞાન થવા છે આ વિધાય, નિરભાગી કરશે નીંધાય.
વાંચી સમજી કરજો ક્યાસ, સમજવામાં શો છે ત્રાસ.
સમજવાની ખુંચો કહુ, તેથી વિચાર પડશે બહુ.
અવળુ ચાલ્યું કળજુગ મહી, તે સૌ સવળુ સમજે નહી.
વાંચે શીખે સાંભળે સદા, તો પણ કહેશે ગોઠવી ગદા.
મનમાં તો બાંધે છે તોલ, પણ તે બોલે આડ બોલ.
જુવાને કહુ સંદેહ, અવળુ નવ્ય સમજશો તેહ.

---

જુઓ જગધીશ જગનનાથ, જગ પતી તે છે જગ તાત.
અંબીકા અવનીની માત, તે બેની જાણો છો વાત.
ધન્યધન્યરે મા અંબા સતી, જુખ્યાનું મ્હોં જોતી નથી.
જગધીશમાં નહી એકાદશી, તેને પુંઠે વાશી વશી.
માત તાતથી ઉલટા થૈ, એકાદશી કરવી છે મૈ.
માબાપે કર્યું તે કરૂં, કે આપણુ ધારેલુ ખરૂ.
એ બાજુની આંટી પડી, જંપ નથી વળતો એક ઘડી.
આ જૈ પુછો ગુરૂ કને, કહે વલ્લભ સમજાવો મને.

---

ઉપવિત વિપ્રો ધારણ કરે, બાર માસે સરિત સંચરે.
બળેવનો દીવશ તે ગણે, ગાયત્રીના મંત્રો ભણે.
પ્રાસ્ચીત ગોર કરાવે આપ, નાશ કરે કરેલું પાપ.
કર્યું હોય અ ભક્ષા ભક્ષ, વિધવા ગમન કરેલાં લક્ષ.
કુંવારકા સંગે વૈભોગ, પશુ ગમન બેઠેલો યોગ.
તે સઘળાં પાતક બળી જાય, ગોર ગુરૂ એમ કહે છે ત્યાંય.
આ વાયક જો સાચું હોય, તો પાતક કરજો સૌ કોય.
બારે મહીને બળી જશે, તો વિપ્રોને ગમતું થશે.
પાપનો ભય મનમાં નહી રહે. તેથી અવળે મારગ વહે.
નહી કરવાનું કરશે તેહ, વલ્લભને રેછે સંદેહ.

---

નાગ પાંચમનો આવે દન, નાગ ચીત્રનું કરે પુજન.
લાંબા થૈ થૈ લાગે પાય, પ્રસાદ ધરીને બહુ હરખાય.
ખરો નાગ પધારે ઘેર, પકડવા કરે બહુ પેર.
દાબી ઝાલી કબજે કરે, નગ બ્હાર [illegible] સંચરે.
આ દુનીઆનો કેવો ન્યાય, કળજુગે [illegible]

અસલનાતો દુશમન બને, અવળા જ્ઞાન આ દુનીઆ કને.
ખોટાને માને છે જગત, કાં અણુજાણે કાં ભકત.
દુનીઆમાં જગત કરે છે જેહ, સૌ ખોટે ખોટુ છે તેહ.
જે ખોટુ તે માન્યું ખરૂ, ખરૂ હતું તે મુક્યું પરૂ.
કોઇ સાચુ સમજાવા જાય, તેને સૌ કરડવા ધાય.
જેમ બાળને પ્રીય પય પાન, છોડાવતાં કરે તોફાન.
તેમ અવળુ છોડાવે જવ, દુનીઆં તોફાન માંડે તવ.
માટે સમજુ સમજી રહે, જે પુછો ત્યારે તે કહે.
તેથી કરજો પુછવા પેર, વદે વલ્લભ પડશે લેહેર.

---

મુનશા દેહ અમુલ્ય અવતાર, કરે શાસ્ત્ર પુરાણુ પોકાર
પશુ પક્ષી તેથી ઉતરે, તે વારતા સૌ કબુલ કરે.
તેમ છતા સૌ અવળા વહે, તે શંકા મનમાં બહુ રહે.
પરવડીયોમાં નાંખે અન, ખાય ખીસકોલાં પક્ષી જન.
ઢાકાહુમા ઘરમાં કરે, ઉંદર ઘરના ભુખે મરે.
ચાંચડ માંકણુ મચ્છર ધરે, તેને પકડી અળગા ધરે.
કાંતો પકડી વાળે દાટ, જુઓ ધરમી જનનો ધાટ.
લોકોને દેખાડવા કાજ, ઘરમાં ધંટા બ્હાર અનાજ.
કહો ભાઇ તે ધર્મ કે કર્મ, ન્યાય વડે સમજાવો મર્મ.
ભેદ ભાગવો ઝીણુ જોઇ, વ્યાસ વદે સમજાવો કોઈ.

---

પક્ષીને ઝીણુા જીવ આર, કરે ભક્ષ દે ચંચુ માર.
માંસ માટી શોણીત ફળ અન, ધણા જીવ કરે પ્રાસન.
રજુ ભક્ષે માંસને હાડ, અન વિષ્ટા વળી ઘાસને ઝાડ.
નૃપ જાનવર નવ ખાય, તેને ન દે કણુકો કાંય.

કહેશે કે તું માગી આ, આકરથી અહિંથી તું જા.
દેવો અવળો લેછે અર્થ, મનુષને દેવું તે વ્યર્થ.
મનુશ માગી ભરશે પેટ, કાંતો કરશે પરની વેઠ.
એમ મનુષ પરદાઝે બળે, જાતે જાતને ખાવા ઢળે.
કહેનારો કૈ દેતો નથી, તો બીજો કેમ દેશે રતી.
મનુશને મનુશ પર દ્વેશ, પશુ પક્ષી પર પ્યાર હંમેશ.
જાતી ઉપર ઝાઝુ ઝેર, વિજાતી પર પુરણ મ્હેર.
જે જીવનો જ્યાં હોયે પ્યાર, તે જીવ ત્યાં લેછે અવતાર.
જે જે જીવની જ્યાં જ્યાં મતી, તે તે જીવની ત્યાં ત્યાં ગતી.
આ અવળુ કે સવળુ ભાઇ, તોલ કરી જુઓ મન માંઇ.
મનુશ દેહ દુર્લભ છે ઘણો, વિખ વાદ કરતા સૌ તે તણો.
વન જીવનું વન પુરૂ કરે, માનવિનું પેટ માનવિ ભરે.
વનમાં હાથી ઉંટ અનેક, ત્યાં દેવા ગયો કોણ એક.
જગમાં દેખાડવું છે એમ, કેવો મને ધરમપર પ્રેમ.
ખાલી શીદ અવળુ ઓચરો, જ્ઞાન ગ્રહીને ન્યાયજ કરો.
તોલ કર્યા વણ ઉંધુ વળે, વ્યાસ વદે શું સંદે ટળે.

---

જુઓ ઘરમાં ઠાકોર શેવ, મંદીરમાં પણ તેવા દેવ.
ઇશ્વર એક વદેછે વેદ, તો તે એમાં નહિ કૈં ભેદ.
તેમ છતાં જો જુદા ગણે, વેચી અક્કલ ચપટી ચણે.
જો ઇશ્વર ઘરના હોય ખરા, તોતો શીદ દોડો છો પરા.
જો ઘરના ઠાકોર હોય જુઠ, તો ઘરમાં શી માંથા કુટ.
જો પર સ્થળના જુઠા હોય, તો તે મુકી દો સૌ કોય.
જો તે બંને માનો ખરા, તો શીદ થાઓ અરાપરા.
જો જાણુતા હો બેઉ એક, તો બીજે જવું નાગે

જો . જુદા જાણતા હો, તો વેદ શાસ્ત્રો જુઠાં ઠરે.
વેદ વદે છે ઈશ્વર એક, તમે કહો છો રૂપ અનેક.
રૂપ અનેક પણ મુદ્દે એક, તો પછી કેમ મુકો ટેક.
શેવા ઘેર થતી હોય જપ, પર દરશન થાતાં હોમ તપ.
તરભાણામાં ઠાકોર જળ, તે મુકી જાઓછો સબળ.
શું કાંઇ ઘરના જુઠા હતા, તે મુકયા જળમાં ડુબતા.
કાંઈ બાંધો મનમાં તોલ, સમજીને બોલો મુખ બોલ.
જુઓ સંદે રહે છે ઘણો, ખુલાસો લાવો તે તણો.
કહણુ કુટીલ કપટનો ભર્યો, સમજ્યા વીના ભગતજ ઠર્યો.
તેવા ભક્ત જગતને ધુતે, ધર્મને નામે ખાવું સુતે.
કાળે મુખ ઉભોશીદ ફરે, સમજીતે ભલે ભગતજ ઠરે.
તવ વલ્લભને શાન્તી વળે, અક્કરમી તે અવળુ કળે.
ધર્મમાં અવળી રીતો ઘણી, કયા કથની કરૂં તે તણી.
ટુંકામાં કહુંછું એટલું, સવળુ સમજી લ્યો તેટલું.
જ્ઞાન મેળવો સોધન કરી, મનુષ દેહ નહી આવે ફરી,
આવ્યો અવસર જો ચુકશો, ઉભા રહી બણગું ફુંકશો.
અવસર ચુકયા મેવલા જેમ, અન્ન ફળ પ્રાપ્તી ન થાય તેમ.
ટીલાં ટપકાં કંઠી કોટ, ડેરે ડેરે મુકો દોટ.
સમજ્યા વણ નહી લાગે ચોટ, ખાલી ખાશો ખલકે ખોટ.
સાકર કહે મ્હો મીઠું થાય, તો સાકર લેવા શીદ જાય.
તેમ સમજ્યા વણ લે હરી નામ, તેથી ન મળે મોક્ષ મુકામ.
ખેતરમાંતો ફેરા ફરે, તેથી અન કણ ના નીસરે.
ખેડ ખાતરથિ વાવ્યુ હોય, જળ વરશે અન પાકે કોય.
અન રૂપ ઇશ્વર કયારે મળે, ખેડજ મેહેનત જ્ઞાનજ જળે.
૨ રમાં ફરે ખાલુ દન, તેથી ન દેખે કોઈ અન.

તેમ સમજાવવા ડેરાં ફરા, તેથી કંઈ ફાવે નહિ
અવળું છે તે સવળું કરો, જ્ઞાન ગ્રહી ભગવતને વરો.
જનમ જનમનું જાશે દુખ, ન ઇચ્છો માઇકનું સુખ.
જો માયા મળવાની હશે, તો તે સ્હેજે પ્રાપ્ત થશે.
ઇશ્વર પદ સ્હેજે નહિ મળે, તે તો મળે છે રળે રળે.
રળવા રૂપી છે સત્ય સંગ, તેથિ સમજશો અવળાં અંગ
તવ ફરશે તમ જીવનો રંગ, ગુરૂ પર આણો ઉમંગ.
મ્હાજી વળગી લેજો જ્ઞાન, ઝટ ઠેકાણે આવે ભાન.
જરા સ્વાદ તો જુઓ એહ, ટળી જશે સઘળા સંદેહ.
ગુરૂ સંદે ભાગે નહી, તો તું પડિયો માયા મહી.
જો તું લે ગુરૂની કેડ, સરમ મુકી સમજવા છેડ.
સમજ્યા વણ છેડો નહિ મળે, ક્યાં સુધી પડી રૈશ તળે.
મનુશ દેહ ઉત્તમ સરવથી, પણ જો કાંઇ સુખડુ નથી.
પહેલો હતો ગરભ વાસ, મળ મુતરના બાંધ્યા પાસ.
નહી હવા અજવાળુ જરા, દુખના દાડા વેઠયા નરા.
ત્યાંથી છુટી પડીયો બ્હાર, ક્ષુધાએ પીડયો તે વાર.
થૈ વા વાવળી ને વરાધ, ઔશદ તુરાં કડવાં ખાધ.
તે ગળે ઉતરે નહી તદા, આંગળી ઘાલી દે આબદા.
વેલણુ દાબી પાઈ દવા, ગડ ગુમડ પછી લાગ્યાં થવા.
ઓશદ ચોળે ઉઠે લ્હાય, ન ચોળશો મુખ ન કેવાય.
એવે દુખે મ્હોટો થયો, માર માત પીતાનો સહ્યો.
પછી મોકલીયો નિશાળ, મ્હેતા મુખથી ભાંડે ગાળ.
સોટી ચોઢી ચામડી છણે, કહે માર્યો વણ કૈં ન ભણે;
તે પછી પર્ણી વળગી નાર, માગ્યાં ઘર વસ્ત્ર સણગાર.
પર પળશી કરી લાવું ધન, સહુનું પુરૂ કરવું અન;
માત તાત પુત્રો પરીવાર, લાવ લાવ કરતાં પોકાર

તને વ્હાલું સગુ, લેવા ખાવાને રે લગુ;
રળતાં આવક થોડી પડે, ક્લેશ કરાવી સરવે રડે.
કરી રળવા દીધો નહિ કામ, ઘડી જપવા દીધા નહિ રામ;
વણુ પૈસે માગે વેભોગ, તાપ ટાઢને વપુના રોગ;
દ્રવ્ય મળ્યું તવ નહી કંઈ ક્ષોભ, ત્યારે આવી વળગ્યો લોભ;
તેણુ જપવા દીધો નહી, સદા ત્રષ્ણા તરશી રહી.
એ દુખ કહેતાં નાવે પાર, ટુંકામાં સમજજે સાર;
ગુરૂ સમાપ કરવા માટ, કડવું બોલ્યો છું પુરપાટ.
શ્રી મુખ સમજવો નીજ ધર્મ, સમજ્યા વણુ સૌ મીથ્યા કર્મ;
સાર સમજવે આવે જ્ઞાન, તવ છુટે ચોરાશી વાન.
વદે વેદ શાસ્રો સરવથી, જ્ઞાન વિનાતો મુક્તી નથી.
રૂચી વચન કૈં વદીયા કવી, અજ્ઞાનીના થૈ અનુભવી.
કવી વચનનો કરવો તોલ, વેદ વદે નહિ મીથ્યા બોલ:
આ ચાબક મારીશા માટ, કોઈ ચઢે સમાગમ વાટ.
નથી બાંધવું ધરમ ધામ, નથી ધરવું ગુરૂમાં નામ;
તે કરતાં જે અવળું કહે, જ્ઞાનજ તેને તેટલું રહે.
અવળા અવળો લેશે અર્થ, સવળા તે થાશે સમર્થ
ગુરૂ ચરણુની શેવા થશે, વળી જ્ઞાન વિશેશે હશે.
પરોપકાર એ સમજ્યો સહી, ચાબુક રૂપી ચરચા કહી;
અવળુ કહી અકળાશે જેહ, તેનું કરમ ભોગવશે તેહ.
નાસ્તીક છે એમ કૈં જાણુશે, કૈંક દ્વેશ બુદ્ધી આણુશે;
કૈંક કહેશે વાતજ ખરી, કૈંક કહેશે મુકો પરી.
ફાવે તેવું કહેશે મુખ, તેનું મુજને નથી દુખ;
નથી કહ્યું આ દ્વેશે કરી, જગત વાત કૈં જાણે ખરી.
હરી જનની આળસ કાઢવા, ધર્મ તણી સમજ પાડવા;
ર સાક્ષી માનો સત્ય, વ્યાસ વલ્લભને પડી અગત્ય.

**સમાપ્ત.**

# જાહેર ખબર.

હરેક માસે ધર્મ સંબંધી જુદા જુદા ભાગોની આવડી ને આવડી ચોપડી બનતા સુ નીકળશે. માટે પરમ પદના ઇછનારાઓએ. ગ્રાક થવા ચાનક રાખવી. બીજું આચાર્ય પ્રકાશ ન્યાય વલ્લભ નામના બે પુસ્તકો જોશો તો નિસંશય થશો.